જો અનન્ય ભાવે સાચા દીલથી સેવા કરીશું, તો વડિલોનો સાચો વિશ્વાસ બેસશે આપણે કસાઇશુ કસોટીએ ચડીશુ, સુખ શીળીયાપણુ છોડી દઇ કર્તવ્ય પરાયણ બની જઇશુ. આજસુધી ઇંગ્રેજી બધારણો અને તેની રીતભાતની દ્રષ્ટિવાળા થઇ ગયા હતા તેથી આપણી અને દેશી રીતભાતો બેહુદી લાગતી હતી. પરતુ આ રીતે સેવા કરવાથી, તેમા સત્યાશો કેટલા છે? જુનાઓ તેને વળગી રહેતા હતા. તેમાં શી મહત્તા હતી? એ વિગેરે અનુભવો થશે

આ પત્રિકાનો ભાવાર્થ જેઓ બરાબર સમજ્યા હોય તેઓએ અને આપણા મુનિ મહારાજઓએ ઉચીત લાગે તો દરેક ગામેઠાઠ સંઘની સેવા અનન્ય ભાવે કરે તેવા યુવકોના ખાસ મંડળો સ્થાપવા અને તે દ્વારા યુવકો બાળકો,-જેઓ આજ સુધી બહીર્મુખ-બહાર જોનારા હતા, ને છે, તેઓ અતર્મુખ બનશે અગાઉના વખતમાં દરેક શ્રાવક પુત્ર પોતાની ફરજ સમજતો હતો અને સઘના કે નાતજાતના પ્રસંગોમા હાથોહાથ સૌ કામ પતાવી લેતા હતા સૌ પોતાનુ જ સમજતા હતા, હાલના યુવકો પણ પારકુ નથી સમજતા, પરતુ હજુ જોઇએ તેટલુ પોતાનુ સમજતા તેઓ શીખ્યા નથી, સેથી આવા મડળો દ્વારા તેઓને પોતાની ફરજનુ બરાબર ભાન થશે પરતુ થોડા હોય છતાં મક્કમ હોય તેટલા જ ભલે ચાર પાચ કે દશ હોય તેવાઓનુ જ મંડળ સ્થાપવુ, જો મક્કમ વિચારના ન હોય કે સેવા ભાવના જેવી જોઇએ તેવી ન હોય તો મડળ કરવાની ઉતાવળ ન કરવી આ ભલામણ દરેક સમજુ ભાઇઓને ખાસ કરીને પુજ્ય મુનિવરોને કરવાની તક લેઉ છુ

વળી ખાસ દુઃખની વાત તો એ થઇ પડી છે કે-જે બાબતોમા અત્યારના યુવકો રચીપચી રહેલા હતા, તેનો ત્યાગ કરવા તૈયાર થાય છે ત્યારે તેજ બાબતોમાં યુવકોના વડિલોની મમતા બધાઇ છે ખરેખર વિચિત્ર ઉત્થલ પાથલ વિષમ સંજોગો ઘડી શકે છે પરંતુ પ્રેમ અને વિનયથી વૈરી પણ વશ થાય છે તો પછી આતો આપણા વડીલો અને ભાઇઓ છે છેવટે મળી શકશેજ

આપો સહુને સન્મતિ શાસન દેવ!

—પ્રભુદાસ બેચરદાસ પારેખ.